ઉપકાર નો બદલો

303

બોધ ચન્દ્રિકા.

પુસ્તક ૧ લું.

---

'અવલોકન' ના ગ્રાહકોને ભેટ.



# ઉપકારનો યોગ્ય બદલો.

અથવા

## મહારાજ શિવાજી ભોંસલે અને ઇંગ્રેજ વ્યાપારી જનરલ.




લખનાર,

એમ. આર. ડાકટર.

'અવલોકન'નો તંત્રી.

સુબોધ ચંદ્રિકા.

પુસ્તક ૧ લું.



# ઉપકારનો યોગ્ય બદલો

અથવા

## મહારાજા શિવાજી ભોંસલે

અને

## ઇંગ્રેજ વ્યાપારી જાનરો.



લખનાર,

**એમ. આર. ડાક્ટર.**

બાલાજીરોડ, સુરત.

સંવત ૧૯૫૮. —— સને ૧૯૦૧.

અમદાવાદ—ડાયમંડ જ્યુબિલી પ્રીન્ટીંગ પ્રેસ.

# સુબોધ ચંદ્રિકા.

## પૂર્વોક્તિ.

સદ્ગુણ અને સદ્વર્તન પર, સામાન્ય વર્ગની, વિષયાનુસાર ટુંકા સંસારિક કલ્પિત ચિત્રો ચિત્રી, પર ભાષામાંથી ભાષાંતર કે અનુવાદ કરી, કે નિબંધ લખી, પ્રિતિ કરાવવા 'સુબોધ ચંદ્રિકા' ની યોજના છે.

વાંચક વર્ગ, અને મુખ્યત્વે કરીને, જેઓને માટે તેમનો જન્મછે, તેમનો આશ્રય એ એના જીવનનું સાધનછે; અને એના જીવનપર એના ફુલ વિસ્તારનો આધારછે: તો આશ્રય હશે તો ફુલની ખોટ નથી.

પુસ્તકની પૂર્વોક્તિમાં તેની પરિક્ષા અસ્થાને છે એટલે, અને સ્વકૃતિના પરિક્ષામાં પક્ષપાતનો સંભવ છે, એટલે એ કાર્ય વાંચક વર્ગને સોંપાય છે.

'સુબોધ ચંદ્રિકા' માં લેખ લખવાની સર્વને છુટ છે; પરંતુ તેની પ્રસિદ્ધિ પ્રયોજકની તેની પરિક્ષાના પરિણામાનુસાર થશે.

બાલાજીરોડ, સુરત.
તા. ૧ લી માર્ચ ૧૯૦૨

પ્રયોજક,
**એમ. આર. ડાકટર.**
'અવલોકન' નો તંત્રી.

'અવલોકન' માસિકના

સર્વ

લેખકો, ગ્રાહકો, વાંચકો અને

શુભેચ્છકોને

આ પુસ્તક

અત્યંત આભાર સહિત

અર્પણ.



## ‘અવલોકન’ ના સુજ્ઞ ગ્રાહકો પ્રત્યે

# બે બોલ.

**માનવંત સાહેબો,**

આપ સાહેબોની કૃપાથી ‘અવલોકન’ માસિકનું કાર્ય સંતોષકારક આગળ વધતું જાય છે, એવું જાહેર કરતાં સેવકને અત્યંત ખુશાલી ઉપજે છે; મારી મહેનત તથા દ્રવ્યના ખર્ચ સબંધમાં મને સાફલ્યતા મળે કીંવા ન મળે એ એક જુદી બાબત છે, તેમ છતાં તે પ્રજાની પ્રિયતા મેળવવા સાથે “ ગુજરાતી સાહિત્યની ઉન્નતિ અર્થે પ્રયાસ કરતું સસ્તી કીંમતનું માસિક એ છે ” એવું પ્રજામાં મોટે ભાગે બોલાય છે, એજ માત્ર મને ઘણી ખુશી ઉપજાવનારૂં છે.

તમોમાનાં કેટલાક સાહેબોને આ બેટનું પુસ્તક નાનું લાગશે, ને વળી આ પુસ્તક હાથમાં આવતાં મોટા કદના પુસ્તકની રાખેલી આશામાં કદાચ તમોને નિરાશ થવું પડશે, એ માટે સેવક દીલગીર છે, ને તે માટે એટલોજ ખુલાસો કરવો વ્યાજબી ધારે છે કે પાંચ આનાના જુજ વાર્ષિક લવાજમના માસિકનું બેટનું પુસ્તક મોટા કદનું આપવું એ કોઇ રીતે પાલવી શકે એમ નથી.

આશા છે કે મારા કદરદાન ગ્રાહકોને મારા આ ખુલાસાથી સંતોષ થશે.

**એમ. આર. ડાક્ટર.**



# ઊપકારનો યોગ્ય બદલો.

અથવા

## મહારાજા શિવાજી ભોંસલે

અને

## ઇંગ્રેજ વ્યાપારી જાનરો.



મય સાંજનો હતો. સૂર્યપિતા આખા દીવસના શ્રમનેલીધે થાકી ગયલા હોવા છતાં પણ જાણે વિશ્રાંતિ લેવાનું સ્થળ સમીપ આવતાં ઉતાવળે પગલે ચાલી નીરાશ થતી પ્રજાને બીજે દીવસે સહવારે જરૂર પાછા આવવાની પ્રતિજ્ઞા આપી, હમણાંજ અદ્રશ્ય થઇ ગયા હતા. આકાશપર કેટલેક ઠેકાણે

છુટા છવાયા તારાઓ દૃષ્ટિગોચર થતા હતા. આવે સમયે આજથી આશરે સવાબસો વર્ષ ઉપર સુરત શહેરના એક સરિઆમ રસ્તા ઉપર આવેલા એક મકાનમાંથી એક સન્યાસી ઝડપથી ઉતરતો હતો. તે સન્યાસીએ ભગવાં વસ્ત્રો ધારણ કરેલાં હતાં; ગળામાં એક રૂદ્રાક્ષની માળા હતી; તેનો ચહેરો ઘણો તેજસ્વી હતો; માથે એક ગુલાબી રંગનો ફેંટો બાંધેલો હતો. ભગવા રંગનું એક વસ્ત્ર શરીરે ઓઢેલું ને બીજું તેજ રંગનું એક ધોતીયું પહેરેલું હતું. એ શિવાય તેના અંગ ઉપર બીજાં વસ્ત્રો નહીં હતાં. જે મકાનમાંથી આ સન્યાસી ઉતર્યો તે મકાનમાં એક નાનું સરખું પુસ્તકાલય હતું. એ સ્થળ ઉપર અનેક તરેહના ચખરંગી માણસો એકઠા થતા હતા. સાંજને સમયે સર્વે એકઠા મળી ગામ ગપાટા મારતા હતા તેમાં આ સન્યાસી પણ કેટલાક દીવસથી ભાગ લેતો હતો. ત્યાં આવનાર ગૃહસ્થોના જોવામાં દીવસના અન્ય વખતે કોઇપણ વખત આ સન્યાસી દીઠામાં આવતો નહીં. સાંજને સમયે ત્યાં આવી ચઢતો

હતો. આજરોજ આ ગામ ગપાટાની કચેરી પુરી થયા પછી તે પુસ્તકાલયની બારી આગળ સરીયામ રસ્તાપરની રચના જોતો થોડીવાર સન્યાસી બેશી રહ્યો હતો. અંતે તે એકદમ ઉઠી ત્યાંથી બહાર જવા નિકળેલો આપણે વાર્તાની શરૂઆતમાં જોઇ આવેલા છીએ. મકાનના ઓટલા ઉપરથી ઉતાવળે ઉતરતાં ઓટલાના પગથીઆની બાજુપર પડેલી એક કેરીની ટોપલીપર અજાણપણે ઠેસ વાગતાં તે ટોપલી રસ્તાપર પડી ગઇને કેરીઓ વેરાઇ ગઇ. અજાણપણે બનેલી આ ભૂલને માટે સન્યાસી ઘણો દીલગીર થઇ, પડેલી કેરીઓ ઉચકીને ટોપલીમાં મુકવા લાગ્યો; એટલામાં તે ટોપલીનો ધણી જે પાસેની એક દુકાનમાં કાંઇ સોદો ખરીદ કરવા ગયો હતો તે ત્યાં આવી પહોંચ્યો. તે જાતનો મુસલમાન હતો. તે પોતાની કેરીઓ સઘળી પડેલી જોઇ અત્યંત ક્રોધના આવેશમાં આવી જઇ સન્યાસીને અપશબ્દો કહેવા લાગ્યો. સન્યાસીએ તેને ઘણી નરમાસથી કહ્યું કે અજાણપણે મારાથી આ ભૂલ થઇ છે, હું તને સઘળા

કેરીઓ પાછી ટોપલીમાં ભરી આપું છું. આ બોલ-વાપર તે મુસલમાને જરાપણ લક્ષ આપ્યું નહીં ને અનેક તુંકારાના શબ્દો બોલવા લાગ્યો. થોડીવારમાં ત્યાં કેટલાક મુસલમાનોનું ટોળું એકઠું થઇ ગયું ને ગાળોનો વરસાદ વરસવા લાગ્યો. આ ગાળો દેના-રા સર્વે મુસલમાનોજ હતા. એટલામાં ત્યાં ધક્કા મુક્કી થવા લાગ્યાં ને કેટલીક કેરીઓ પગનીચે છુંદાઇ ગઇ. **સન્યાસીએ** સર્વે મુસલમાનોને ત્યાંથી ખસી જવાનું જણાવતાંનીસાથે તેઓ તેણે તેમ કરવાનું કહેવામાં જાણે ભારે અપરાધ કર્યો હોય તેમ તેને મારવાને તૈયાર થયા ને સર્વે આસપાસ વિંટલાઇ ગયા. આમ છતાં **સન્યાસી** કેવળ નિડર જણાતો હતો; પરંતુ પોતાના શરીર ઉપર ઇજા થવા પામે નહીં એટલા માટે તે ઘણો સાવચેત—સાવધ રહેલો જોવામાં આવતો હતો. તેના મ્હોમાંથી એક પણ અપશબ્દ નિકળ્યો નહીં હતો. “બદમાશ, કેવો મુંગો થઇ રહ્યો છે. જાણે પોતે કાંઇ ગુન્હો કર્યોજ નથી એવું ખોટું ડોળ ધારે છે. બીચારાનું કેટલું નુકસાન

કર્યું " એમ બોલી એક મુસલમાન તે સન્યાસીના શરીરપર ધસી આવ્યો. સન્યાસીએ તેને એક હડસેલો મારી દુર કર્યો, આટલેથી વાત વધી પડી. સર્વ સન્યાસી ઉપર તુટી પડ્યા ને ભારે ધાંધલ મચી રહ્યું. એક નજીવી બાબત મોટા રૂપ પર ગઈ. સન્યાસીએ ઘણું ઘણું સમજાવીને નરમાસથી કહ્યું પણ ત્યાં સાંભળેછેજ કોણ? મારામારી શરૂ થઇ, ને સન્યાસીના ચહેરાપર પણ ખુન્નસ આવેલું નજરે પડ્યું. તે પણ પોતાનો એક લાકડીનો ડંડો ચતુરાઇથી ફેરવીને પોતાનું સંરક્ષણ કરવા લાગ્યો.

આવેળાએ એજ રસ્તેથી, ઉંચા કદનો મજબુત બાંધાનો જૉનરો નામનો એક ઇંગ્રેજ વ્યાપારી પોતાના બે પંજાબી નોકરો સાથે ચાલ્યો આવતો હતો; તે અહીં આવીને અટક્યો અને 'આ શાનું તોફાન ચાલી રહ્યું છે?' તે જાણવાની અભિલાષાથી લોકોના ટોળાંમાં પ્રવેશી તપાસ કરવા લાગ્યો.

સુરત શહેર, હીંદુસ્થાનમાં બ્રીટીશ રાજ્યની જન્મભૂમી ગણાય છે; કારણકે ઇંગ્રેજ લોકો પ્રથમ

વ્યાપાર અર્થે હીંદુસ્તાનમાં આવેલા ને વ્યાપારની સૌથી પહેલી કોઠી તેઓએ સુરત શહેરમાં સ્થાપેલી. વ્યાપાર માટેજ જૉનરો થોડા સમયથી સુરત તે વખતે આવેલો હતો. તેણે એક ખાનગી માસ્તર પાસેથી ગુજરાતી ભાષાનો અભ્યાસ કર્યો હતો. તે વખતે સુરત શહેરમાં ઘણા થોડા ઇંગ્રેજો આવી રહેતા. "ભલે આવી રહેતા! આપણું શું જાય છે!" એવા વિચારથી તેઓને સુરતમાં રહેવાની મુસલમાન અમલદાર તરફથી રજા મળેલી હતી. તે વેળાના લોકો ઇંગ્રેજોને 'ફીરંગીના નામથી' બોલાવતા હતા અને તેઓ રસ્તે ચાલતાં એ " ફીરંગી " ની મશ્કરી અને છેડતી પણ કર્યા વિના રહેતા નહોતા. તેઓને પ્રજા દરેક રીતે પીડા આપતી હતી. તેઓને લોકો તરફનું આટલું બધું દુઃખ છતાં મુસલમીન સરકાર એ ઇં-ગ્રેજોની દાદ ફરીયાદ તરફ વિશેષ ધ્યાન આપતી નહીં હતી. અંધાધુનીનો સમય હતો. ગુનેહગાર છુટી જતા ને બીન ગુનેહગાર નિર્દોષ લોકો કોઇ વેળાએ માર્યા જતા. મોટા ગુનાહ માટે થોડી શિક્ષા ને નાના ગુનાહ

માટે મોટી શિક્ષા પણ કોઇ વેળા કરવામાં આવતી હતી. ઇંગ્રેજ લોકો તે સમયે ઘણો નરમ સ્વભાવ રાખતા. તે પારકાના રાજ્યમાં રાજાને તેમજ પ્રજાને કેવી રીતે ખુશ રાખી પોતાનો વ્યાપાર કરવો એ તેઓ સારી રીતે સમજતા હતા. એવા વિષયોમાં તેઓ કુશળ હોય એમાં કાંઇ નવાઇ જેવું નથી. અનેક જાતની વિટંબણાઓ વેઠી, ઘરબાર છોડી કેવળ નવી જગ્યામાં પ્રથમ વાસો કરવો ને તેની સાથે તે રાજ્યમાં રહીને વ્યાપાર કરવો એવી હિંમત જેઓ ધરાવતા હતા તેઓ રાજા તેમજ પ્રજા સાથે કેવી રીતે વર્તવું તે જાણે એમાં નવાઇ જેવું કશું નથી. તેઓ સહનશીલ બનીને મુંગે મ્હોડે પોતાનો ધંધો ચલાવતા હતા. તેઓ દીવસના અન્ય ભાગ દરમ્યાન પોતાના વ્યાપાર સંબંધીનુ કાર્ય કરતા ને સાંજની વખતે શહેરના જુદા જુદા લત્તાઓ તરફ ફરવા નીકળી પડતા હતા. જૉનરો અત્યારે ફરવા નિકળ્યો હતો; તેની સાથે તેના બે નોકરો પણ હતા. જૉનરો લોકોની ગીરદી અંદર જઇને જુવે છે તો એક ઉંચો

બન્ય વૈરાગી શરો બનીને પોતાનું સંરક્ષણ એક લાકડીના ડંડાથી આશ્ચર્યકારક રીતે કરે છે અને તેને ચોતરફથી ઘેરી લઇને મુસલમાનો માર મારેછે, એ બનાવ તેના જાણવામાં આવ્યો. " શા માટે તેને મારવામાં આવેછે" એવા જૉનરોએ પૂછેલા પ્રશ્નનો લોકો તરફથી ઉત્તર મળ્યો કે "બાજુપરના મકાન માંથી ઉતરતાં ઓટલા પર મુકેલી એક મુસલમાનની કુરીની ટોપલી ઠેસ વાગતાં રસ્તામાં પડી ગઇ તેથી આ મુસલમાન લોકો સન્યાસીને મારે છે." આ અપરાધ અજાણતાં બનવાનો સંભવ હતો અને તે કાંઇ મ્હોટો અપરાધ નહોતો; છતાં આવી નજીવી વાતે આવું ભયંકર રૂપ પકડવાથી જૉનરોના મન ઉપર સન્યાસીને મારનારા મુસલમાનો માટે બહુ ખોટો વિચાર ઉત્પન્ન થયો. તેણે મુસલમાનોને નિર્દોષ સન્યાસીને છોડીદેવા માટે, નરમાસથી ઘણું સમજાવ્યું: પરંતુ મુસલમાનોએ તેના કહેવા ઉપર બીલકુલ લક્ષ આપ્યું નહીં. જૉનરોને ટોળામાં ધક્કા મુક્કી પડવા લાગ્યા ને તે પણ ગભરાયો. હાલમાં તો એવા

એક ટોળામાં એક ગોરી ચામડીવાળો ઈંગ્રેજ દાખલ થાય તો જેવી રીતે ઝડપથી ચાલતી સ્ટીમર પાણીના બેભાગ કરે છે તેવીજ રીતે ટોળાના બે ભાગ થઇ જાય છે. આ ગરબડમાં એક મુસલમાને **જોનરો**ની ટોપી લાકડીવતી ફેંકી દીધી. મુસલમાનોએ પેલા **સન્યાસી** ઉપર મારનો વરસાદ ચાલુજ રાખ્યો હતો; તે **સન્યાસી** ઘણીજ ચપલતાથી પોતાનો બચાવ કરતો હતો; પરંતુ પચાસ, પોણોસોના માર આગળ તે એકલો પોતાનો બચાવ ક્યાં સુધી કરી શકે? અંતે તે પણ ઘણો ગભરાઈ ગયો, ને શું ઉપાય કરવો એ તેને સુઝ્યો નહીં. તે કાંઇ યુક્તિ શોધી કાઢવાના વિચારમાં હતો એટલામાં તેની ગરદન ઉપર એક મોટો પથ્થર આવી પડયો ને ત્યાંથી લોહી નીકળવા લાગ્યું. લોહી બંધ કરવા માટે તે **સન્યાસી**એ પોતાની કફની ફાડીને પાટો બાંધવા માંડ્યો એટલામાં તો તેના માંથા ઉપર લાકડીના બે ચાર જોરથી ફટકા પડયા; તેથી તે બેશુદ્ધ થઇ ધરણીપર ઢળી પડયો. હારી જતા દુસ્મનને મારવાને જેમ બેવડું શૌર્ય વ્યાપે છે

તેમ **સન્યાસી** ઉપર એવડા જોરથી ફટકા પડવા લાગ્યા. **જૉનરોથી** આ પ્રકાર જોઈ શકાયો નહીં; તેના શરીરમાં એકદમ જુસ્સો થઇ આવ્યો. તેણે તે અન્યાયી મુસલમાનોને શિક્ષા આપવા માટે પોતાના બન્ને નોકરોને આજ્ઞા કરી અને પોતે પણ **સન્યાસીને** આવી વિપત્તિને સમયે આશ્રય આપવા માટે તૈયાર થઇ ગયો. નોકરોને જેવો હુકમ મળ્યો કે તરતજ તેઓએ મુસલમાનોને લાકડીઓ ધડાધડ લગાવવા માંડી. તે નીમકહલાલ નોકરો કે જેઓ ક્યારનો આ તમાશો જોઇ ઘણા આવેશમાં આવી રહ્યા હતા તેઓએ બીજું કશું પણ આગું પાછું જોયા વગર, તેમજ પોતાના ઉપર કોઇ કોઇવાર પડતા લાકડીના સપાટાઓની લેશ માત્ર પણ દરકાર કર્યા વગર તે મુસલમાનોને તેઓના કૃત્ય માટે શિક્ષા આપવાના હેતુથી તેઓ ઉપર લાકડીઓના જબરા ફટકાઓનો ભારે વરસાદ ચાલુ કર્યો. માત્ર બેજણાઓથી મુસલમાનોનું આખું ટોળું ગભરાવા લાગ્યું. **જૉનરો** પણ નકામો ઉભો રહ્યો નહીં. તેણે પોતાની બંદુકના ખોટા બહાર મુસ-

લમાનોને ગભરાવવાને ચાલુ કર્યા. જેવા બંદુકના ચાર પાંચ બ્હાર થયા ને નોકરોના ફટકાઓ પડવા લાગ્યા કે મુસલમાનોએ ત્યાંથી છ પાંચ ગણવાનું શરૂ કર્યું ને પાંચ પચીસ દુર થયા એટલે બાકી રહેલાઓની હવે ધારજ રહી નહીં; જેથી તેઓ સઘળાઓએ ત્યાંથી નાસવા માંડયું ને દશ મીનીટના અરસામાં ત્યાં એકપણ મુસલમાન રહ્યો નહીં એટલે તરતજ જૉનરે, પેલો **સન્યાસી** ક્યાં છે તે જોવાને આમ તેમ જોવા લાગ્યો. તેણે તે **સન્યાસીને** જમીનપર પડેલો છેલ્લીવાર જોયો હતો. મુસલમાનોને મારવાની ગડબડમાં તે **સન્યાસીના** ઉપર તેનાથી બીલકુલ દેખરેખ રખાઇ નહીં તે માટે તે દીલગીર થતો હોય એમ તેના મુખ ઉપરથી દેખાવવા લાગ્યું. તરતજ જૉનરેએ પોતાની પીઠ પાછળ નજર કરી એટલે **સન્યાસીને** પાસે ઉભેલો જોયો. **સન્યાસી** એ જૉનરેને ગંભીર મુદ્રાથી કહ્યું "સાહેબ, તમે મારા ઉપર આજે મ્હોટો ઉપકાર કર્યો છે ખરેખર, તમે મહા શુરવીર, દયાળુ અને પરોપકારી સજ્જન

જણાઓ છો. અગર જો આપને ભાગે આ સૌથી પહેલી મુલાકાત છે તેમ છતાં આ પહેલીજ મુલાકાતે તમે મારા મિત્ર થયા છો જો આ વખતે આપે મને મદદ નહીં કરી હોત તો બેશક હું ઘણો હેરાન થાત. આજે તો હું એ માટે વધારે કાંઇ તમને કહેતો નથી; પરતું આ આપની ભારે મહેનત માટે આપના ઉપકારનો યોગ્ય બદલો વાળી આપવા હું ચુકીશ નહીં. જો આપ આપનું નામ મને કહેશો તો હું ઘણોજ ખુશ થઇશ; કારણકે આપનું નામ જાણવાની મને ઘણી મુરાદ છે.” ગંભારાઇ અને ચતુરાઇથી ઉચ્ચારવામાં આવેલા એ શબ્દોએ જૉનરોના મન ઉપર જુદાજ પ્રકારની અસર કરી. એક સન્યાસી—અરે એક વૈરાગી આવાં વાક્ચાતુર્યથી ભાષણ કરે અને તે વળી આવા સમયે તે માટે જૉનરોને આશ્ચર્ય ઉપજે તેમાં નવાઇ જેવું નહોતું. જૉનરોએ પોતાનું નામ, ઠેકાણુ અને ધંધો તે સન્યાસીને જણાવ્યો. “જૉનરો! જૉનરો! જૉનરો!” એમત્રણ બત તે નામ સન્યાસીએ ગોખ્યું અને પછી કહ્યું

" ઠીક છે. હવે હું તમારૂં નામ કદી ભુલીશ નહીં. આપને વધારે શું કહું. આજથી આઠ દિવસની અંદર જ, ઉપકાર કીંવા અપકાર ખરો મરાઠો કદી પણ ભુલતો નથી, તે બાબત તમારી ખાત્રી થયા વગર રહેશે નહીં." આટલું કહીને તે **સન્યાસીએ** તરતજ ત્યાંથી ઉતાવળે પગલે ચાલવા માડયું. "ખરો મરાઠો" અને "ઉપકાર કીંવા અપકાર કદી પણ ભૂલતો નથી" એ શબ્દો વિષે **જૉનરોને** તે વખતે આશ્ચર્ય ઉપજ્યા વિના રહ્યું નહીં. "આ **સન્યાસી** કોણ હશે?" તે જાણવાને પણ તેનું હૃદય આતુર થયું. પરંતુ એટલામાં તો તે **સન્યાસી** કેવળ અદૃષ્ય થઇ ગયો હતો; એટલે **જૉનરો** પોતાના નોકરો સાથે ચાલતો થયો.

ઉપર જણાવેલો બનાવ બન્યાને ત્રણ દિવસ વિત્યા પછી ચોથે દિવસે સાંજના **જૉનરો** પોતાના **પ્રિન્સ** નામના કુતરાને ઘણા આનંદથી રમાડતો હતો ને તેને સાધારણ કવાયત શીખવતો હતો તે વખતે તેના એક નોકરે તેને આવી કહ્યું કે " સાહેબ, આજે

હું હમણાં બજાર ગયો હતો ત્યારે એક ગાંધીની દુકાનપર એક મુસલમાનના છોકરાએ મને કહ્યું કે તમારા ઉપર આજે મ્હોટી આફત આવી પડનાર છે. આજ રાતરે આપણી વખાર ( કોઠી ) લુંટી લેવાનો ઇરાદો તેઓ રાખે છે. તે છોકરાના કહેવા પરથી એમ લાગે છે કે તે દિવસે આપે પેલા **સન્યાસીનો** બચાવ કરવા માટે મુસલમાનોને ઘણો માર માર્યો તેનું વેર લેવાનો ઇરાદો રાખે છે. ગઈ કાલની એ માટેની ખાનગી મસલતો મુસલમાનોએ કરી છે ને આજે રાત્રે તેઓ એકઠા મળીને આપણી વખારપર આવનાર છે. આપ સાહેબ એ માટે કાંઇ ચોક્કસ બંદોબસ્ત અગાઉથી કરો તે માટે જેવી મને ખબર મળી કે તરતજ તે મેં આપની આગળ કહી દીધી છે." **જૉનરો**ને આ વાત સંભવિત લાગી નહીં; તથાપિ તે માટે બેદરકાર બની સાવધ નહીં રહેવું એ પણ તેને વ્યાજબી લાગ્યું નહીં. "હવે તું જા, અને આપણા નોકરોને કહે કે તેઓ કોઇ ઠેકાણે ચાલ્યા જાય નહીં અને જલદીથી તેઓ ખાઈ લે." **જૉનરો**એ ઉપલી ખબર

લાવનાર નોકરને કહ્યુ ને નોકર "બહુ સારૂં સાહેબ" કહી ત્યાંથી ચાલ્યો ગયો. જૉનરોએ એક નોકરને બોલાવી પોતાના વડા મુનીમને તેડી લાવવા કહ્યું. થોડીવારમાં તે આવી પહોંચ્યો. તેને સર્વ હકીકત નિવેદન કરી. વડો મુનીમ એક પારસી ગૃહસ્થ હતો તેનું નામ **પેસ્તનજી** હતું તે ઉચ્ચ કુટુંબનો, ઘણો ચાલાક, તેમજ નિમકહલાલ હતો. તેણે પોતાના શેઠને આવી આફતની વખતે બનતી મદદ કરી પોતાની ખરી ફરજ અદા કરવાની આ રૂડી તક નકામી જવા ન દેવી એવું મનથી નક્કી કર્યું ને શેઠ પ્રત્યે બોલ્યો. "સાહેબ, આપે જરા ગભરાવું નહીં. આપનું દરેક રીતનું રક્ષણ કરવા હું મારા જાનની પણ દરકાર કરીશ નહીં. આપ બે ફીકર રહો; હું ગોઠણ કરૂં છું." તરતજ **પેસ્તનજી**એ ત્યાં એક પત્ર લખી એક નોકરને બોલાવી તે ચીઠ્ઠી પોતાના એક મિત્રને આપવા જણાવ્યું. તે ચીઠ્ઠીમાં તેણે પોતાના મિત્રને શોધ કરીને તાકીદે જેટલા મળી શકે તેટલા સિપાઓને મોકલી આપવા જણાવ્યું હતું. ચીઠ્ઠી લઇને

નોકર ગયા પછી પેસ્તનજીએ સર્વ નોકરોને આખી રાત્રિએ હથીઆર બંધ રહી સાવધ રહેવાનું જણાવ્યું, ને વખારમાં સઘળી ચીજોને યોગ્ય ઠેકાણે ગોઠવી વખારને મજબુત રીતે બંધ કરી પોતે પણ તે દીવસે ત્યાંજ રહ્યો. થોડીવારમાં પેલો નોકર ચીઠ્ઠીનો જવાબ લઇને આવ્યો તેમાં જણાવ્યું હતું કે "આજે ભૈયાઓમાં લગ્ન હોવાથી કોઈ આવતું નથી. માત્ર બે ભૈયાઓએ આવવા કબુલ કીધું છે. તેઓ અડધા કલાકમાં સાહેબની વખારે આવી પહોંચશે." ઉપલી ચીઠ્ઠી મળ્યાબાદ અડધા પોણા કલાકમાં બે મજબુત ભૈયાઓ ત્યાં આવી પહોંચ્યા. વડા મુનીમે તેને સર્વ હકીકત નિવેદન કરી આવે પ્રસંગે હીંમતથી મદદ કરવા જણાવ્યું. બાદ પેસ્તનજીએ વિચાર કર્યો કે રાતનો વખત છે એટલે વધારે મુસલમાનો કદાચ આવશે તો વીશ પચ્ચીશ, એથી વધારે કાંઈ આવનાર નથી, ને તેઓ સર્વને મારી હઠાવવા આપણી પાસે પુરતાં સાધનો છે. જૉનરો પણ પોતાના વડા મુનીમના સઘળા બંદોબસ્તથી ઘણો ખુશ થયો તેમ છતાં

પણ રાત્રિયે શું બનાવ બનશે, ને આવી રીતે મુ-સલમાનો કીનો લેવાનું જારી રાખશે તો વેપાર પડતો મુકીને સુરત છોડવું પડશે; અને અનેક રીતનું આવા અજાણ્યા દુર દેશમાં દુઃખ વેઠવું પડશે; 'પાણીમાં રહેવું ને મગર સાથે વેર' એ કેમ બને; મુસલમાનના રાજ્યમાં મુસલમાનો સાથે વેર રાખવું એ કેમ પાલવે; મારી વખાર લુટાઈ જશે તો હું પાયમાલ થઈ ભૂખે મરી જઈશ; ફક્ત થોડાક મારા નોકરો વિગેરે શિવાય અહીં મારે માટે આવનાર કોઇ નથી; એવાને એવા વિચારમાં ઘણો ગભરાવા લાગ્યો. વડો મુનીમ જે થોડી વારથી તેની પાસે આવ્યો હતો તે પોતાના સાહેબના ચિંતાતુર મુખપરથી તેના વિચારો કળી ગયો. તે તેને દરેક રીતે સમજાવવા લાગ્યો ને ઘણી હીંમત આપી. પેસ્તનજીએ તે પ્રસગે જણાવ્યું કે "સાહેબ આપ જરા ગભરાઓ નહીં નીતિ અને અને નેકીથી સીધે રસ્તે સંસારમાં પોતાનું કામ ચ-લાવનારને દુઃખને પ્રસંગે તેનો પેદા કરનાર જરૂર મદદે આવે છે. ને તેનો વાંકો વાળ થવા દેતો નથી.

ભલાઇનો બદલો ભલોજ હોય છે. તેને ખરા આશ્રા-નથી ભજનાર હમેશાં ફતેહ મેળવે છે. આપ જરા પણ ફીકર રાખશો નહીં. આપણી વખારપર કોઇ આવનાર નથી ને કદાચ આવે તો આપણી પાસે તેઓને મારી હઠાવવાને સાધનો પુરતાં છે. વખત ઘણો ગયો છે; આપ હવે સુઇ જાવ." જૉનરોને વડા મુનીમના આ બોલવાથી બહુ અસર થઇ. તે તેના પર ઘણો ખુશ થયો ને હીંમતથી બોલ્યો "હું ગભરાતો નથી. પણ આજે મને ઉંઘ આવનાર નથી આવો આપણે બે જણા અગાસી ઉપર બેસી હવા ખાઇએ." બેઉ જણા તરત અગાસી ઉપર ગયા. જૉનરોએ પોતાની સાથે પોતાની બંદુક પણ રાખી લીધી. અગાસી ઉપર બીછાનું ઢાળી તેઠી અનેક વા-તોના ગપાટાઓ મારવામાં તેઓ પડયા. રાતના બાર વાગી ગયા ત્યાં સુધી કોઇ આવ્યું નહીં. થોડીવા-રમાં એક વાગ્યાનો ટકોરો થયો ત્યાં સુધી ત્યાં કોઇ પણ દેખાયું નહીં તેથી એ વાત ખોટી હશે એવું જૉનરોએ ધાર્યું, ને જો ખરી હોતતો મુસલમા-

નનો છોકરો એ વાત આગળથી જણાવી દે નહીં એ વિચારથી તે બાબત ખોટી છે તેને માટે તેની ધારણાને પુષ્ટિ મળી.

હજુ તો એ બાબત ખોટી હશે એવી જૉનરો પોતાના મન સાથે કલ્પના કરે છે તેટલામાં તો "દીન દીન દીન" એવા શબ્દો તેના સાંભળવામાં આવ્યા. એ શબ્દો કાને પડયાને પાંચ મીનીટ ગઇ નહીં તેટલામાં તો સો સવાસો મુસલમાનો જૉનરોની વખાર ઉપર પથરાઓ ઈંટો વગેરે ફેંકતા તૂટી પડયા. રાત્રિનો વખત હતો. કીકીયારીઓ એક સરખી થઇ રહી હતી. ધડાધડ પથરાઓના અવાજો થવા લાગ્યા ને ત્યાં ભારે શોર બકોર થઇ રહ્યો. વળી "દીન દીન દીન" ના અવાજો ચાલુજ હતા; જૉનરો ગભરાવા લાગ્યો તેમ છતાં પણ હીંમતથી તેણે પણ બંદુકની ગોળીઓ ચાલુ કરી; તેના નોકરો નિમકહલાલીથી મુસલમાનો સામે લડયા; પરંતુ મુસલમાનોની મોટી સંખ્યા આગળ તે બાપડાઓ શું કરી શકે? મુસલમાનોએ જૉનરો સાહેબની વખારનો

દરવાજો એકદમ તોડી પાડ્યો, અને કેટલાક મુસલમાનો અંદર દાખલ થયા. એક તરફથી તેઓએ વખાર લુંટવા માંડી ને બીજી તરફથી કેટલાક મુસલમાનોએ તે મકાનને સળગાવી દેવાને આગ લગાડવી શરૂ કરી. જૉનરોના કેટલાક માણુસો ઘાયલ થઇને પડયા; ને જૉનરો ગમે તેટલો શૂરવીર છતાં એકલવાયો નિરાધાર થઇ પડયો. જૉનરો આ વખતે ઘણો ગભરાયો ને હવે શું કરવું તે એને સુઝયું નહીં.

હજુ તો મુસલમાનો વખારની અંદરની ચીજો વિગેરેની ગાંસડીઓ બાંધતા હતા, અને આગની શરૂઆત પણ પુરેપુરી થઇ નહીં હતી એટલામાં તો "હર હર મહાદેવ"! "હર હર મહાદેવ"! એવા અવાજો બીજી તરફથી જૉનરોના સાંભળવામાં આવ્યા. આથી જૉનરોને અત્યંત આશ્ચર્ય ઉપજ્યું. આ સઘળું શું છે તે એ જરા સમજી શક્યો નહીં માત્ર દશ મીનીટની અંદર ત્યાં સેંકડો માણુસો "હર હર મહાદેવ"! "હર હર મહાદેવ"! બોલતાં જૉનરોની વખાર નજીક આવી પહોંચ્યાં. આટલું

અને છે તેટલામાં વળી ત્રીજી બાજુએ "આખા શહેરમાં આગ લાગી ! આગ લાગી !" અને વળી "મરાઠાઓએ શહેરને લુંટવા માંડયું-અરે લુંટવા માંડયું"! એવી બુમો પડવા લાગી. આ વખતે ત્યાં ભારે બુમરાણ થઇ રહ્યું, અને આખા શહેરમાં હાહાકાર થઇ રહ્યો.

"હર હર મહાદેવ" બોલતા હથીઆરબંધ હીંદુઓ આવીને તરતજ જૉનરોની વખાર પાસે એ-કઠા થયલા મુસલમાનો પર તૂટી પડયા, અને જબરી મારામારી શરૂ થઇ. તરત મુસલમાનોમાં ભંગાણ પડયું; કેટલાક મુસલમાનોને કેદી તરીકે પકડવામાં આવ્યા, કેટલા સખત ઘાયલ થઇને પડયા, અને બાકીના બધા જીવ લઇને નહાસી છુટયા. આટલું થયા પછી જૉનરોની વખાર કે જેનો બાજુપરનો થોડોક ભાગ સળગ્યો હતો તેને હીંદુઓએ હોલવી નાંખ્યો.. એટલામાં વળી "આખા શહેરમાં આગ લાગી અને લુંટાલુંટ ચાલી" એવી બુમોનો મ્હોટો અવાજ સાંભળવામાં આવ્યો. જૉનરોએ અગાસામાં

આવીને જોયું તો આખું શહેર મ્હોટે ભાગે આગથી સળગતું જોવામાં આવ્યું. આથી તે ઘણો આશ્ચર્ય પામ્યો ને મનથી વિચાર્યું કે "મુસલમાનોએ મારી વખારપર ધાડ પાડી અને તેને બાળી મુકવા માંડી તેવામાં હીંદુ ટોળીએ મુસલમાનોને મારી હઠાવી મારી વખારનો બચાવ કર્યો. આમ થવાનું કારણ મને કાંઈ અજાયબ લાગે છે." તેણે નીચે જઈને હીંદુ ટોળીના આગેવાનનો આથી આભાર માનવાનો વિચાર કર્યો. વળી તેને બીજો વિચાર આવ્યો કે "વખતે આખા શહેરને આગ લગાડનાર આ હીંદુ ટોળી તો નહીં હોય ! આ હીંદુ ટોળી મારી વખારને લુંટી લેવાના ઇરાદાથી તો નહી આવી હોય ! અને તેથી એક આફતમાંથી છૂટીને આ બીજી આફતમાં તો હું નથી આવી પડયો !" આવો તેને વિચાર ઉપજ્યો અને તે થોડો ભયભિત પણ બની રહ્યો. તે એવી રીતે વિચારમાં નિમગ્ન થઇ રહેલો હતો તે વખતે તેના વડા મુનીમ મી. **પેસ્તનજી** પોતાના ઘાયલ થયલા નોકરોની સારવારમાં રોકાયા હતા. મી. **પેસ્તનજીને** પણ

કેટલેક ઠેકાણે વાગ્યું હતું.

તે વેળાએ લગભગ પરોઢીયું થવાનો સમય થયો હતો તે વખતે એકાએક "જૉનરો નામના અંગ્રેજ આ ઘરમાં રહે છે ?" એવો પ્રશ્ન જૉનરોને સંભળાયો. એ અવાજ પેલા સન્યાસીના અવાજને મળતોજ ભાસવાથી જૉનરોને આનંદ સાથે આશ્ચર્ય ઉપજ્યું; પરંતુ સન્યાસીના અવાજ સાથે જોકે આ અવાજનું તદ્દન મળતાપણું હતું તથાપિ આ અવાજ કહાડનાર માણસ જોવામાં આવતાંજ "સન્યાસી તો નહીંજ" એમ જૉનરોને લાગ્યું; કારણ કે ભગવાં વસ્ત્રનો સન્યાસી ક્યાં અને રાજવંશી ઠાઠનો આ સરદાર ક્યાં? તે હીંદુ ટોળાનો આગેવાન છે એવું જૉનરોને તરતજ માલમ પડી આવ્યું; તે તેને જોઇને એકદમ અંજાઇ ગયો; જૉનરોએ આશ્ચર્ય ચકિત બનીને ઉત્તર આપ્યો "હા. જૉનરોની આ વખાર તથા ઘર છે ને જૉનરો હું પોતે છું. આપ કોણ છો ? પધારો મારી સાથે." એમ કહી તે સરદારને પોતાના ઘરમાં લઈ જઇ એક દીવાનખાનમાં તેને

બેસાડયો. બાદ ત્યાં વળી પાછો જૉનરોએ સવાલ પૂછયો "આપનું નામ શું અને આપ કોણ છો?" તે સરદારે કહ્યું,—"અગાડી આપણે એકવાર મળ્યા છીએ અને તે મિલાપ થયો ત્યારે હું **સન્યાસી ગુરૂદાસા નંદગીરી** હતો; પણ આજે તો હું દક્ષિણનો રાજા ખુદ **શિવાજી ભોંસલે** છું. !" **શિવાજી ભોંસલે**નું નામ તે સમયે ઘણું વિખ્યાતિ પામેલું હતું. મુસલમાનો જેના નામથી થરથર કંપાયમાન થતા હતા, તે મૂર્તિને નિહાળતાંવાર **જૉનરો** આનંદ અને આભારની દૃષ્ટીએ તેના તરફ ટગર ટગર જોવા લાગ્યો. **શિવાજી મહારાજે** કહ્યું,—"ઉપકાર કીંવા અપકાર ખરો મરાઠો કદીપણ ભૂલી જતો નથી, તેની મેં માત્ર ચાર દીવસમાંજ ખાત્રી કરી આપી છે. તમે સંકટ સમયે મારા ઉપર ઉપકાર કર્યો હતો, તેના બદલા તરિકે મેં આજે મારી ફરજ બજાવી છે. મેં આજે આખું સુરત શહેર લુંટી લીધું છે અને આખા શહેરમાં આગ લગાડી છે; પણ તમારો વાળ· વાંકો થવા દીધો નથી, જે મુસલમાનોએ તમારૂં વેર

વાળવા માટે તમને આફતમાં નાંખ્યા છે તેઓને મેં મારા કેદી બનાવ્યા છે અને તેને હું મોટી નશિઅત આપવાનો ઇરાદો રાખું છું ” **જાનરોએ** જણાવ્યું, “ **મહારાજા સાહેબ**, આજે આપે મને જીવતદાન આપ્યું છે. હું આપનો ઘણોજ આભાર માનું છું ” વળી **જાનરોએ** કેદ પકડાયલા મુસલમાનોને છોડી દેવાનું જણાવ્યું ને તેના કહેવા ઉપરથી **મહારાજા શિવાજીએ** તેને છોડી મુકવાનું સ્વિકાર્યું. પછી થોડીવારમાં બન્ને જણા આનંદથી જુદા પડયા ને વખતો વખત મળવાનું અરસપરસ બન્ને જણાએ કબુલ કીધું.

પ્રિય વાંચનાર! અહીં આ વાર્તા પુરી થાયછે. આજથી આશરે સવા બસો વર્ષ ઉપર મરાઠાઓએ આખુ સુરત શહેર લુટી લીધું હતું. છતાં ફક્ત ઇંગ્રેજ લોકોની કોઠીઓ સુરક્ષિત રહેલી હતી; એવું જે આપણે ઇતિહાસ માં વાંચીએ છીએ તેનું કારણ આ વાર્તા ઉપરથી સમજી શકાય છે.



આ લઘુ વારતાપર મનન કરતાં સ્પષ્ટ થશે કે ઉપકાર એ કેવી દિવ્ય વસ્તુ છે; અને તેનો બદલો વાળવાને આપણે કેટલું કરવું જોઇએ. કોઇનો આપણાપર ઉપકાર થયો હોય તો તેને માત્ર 'થેંક્યુ' કહી બેસી રહેવામાં તેનો યોગ્ય બદલો આપેલો ગણવો એ કોઇ રીતે વાસ્તવિક નથી; પરંતુ તે ઉપકારને હૃદયમાં ઠસાવી સમય આવે તેનો યોગ્ય બદલો આપવો એજ આપણા જીવિતનું ને આપણાપર થયલા ઉપકારનું ખરૂં સાર્થક કરેલું કહેવાય. વાર્તાનો આ બોધ જો વાંચનારના હૃદયમાં વાસ કરશે તો આ લઘુ પુસ્તક લખ્યું સાર્થક થશે.

સમાપ્ત.

શ્રી

# 'અવલોકન.'

## માસિક ચોપાન્યુ.

વાર્ષિક લવાજમ-પાંચ આના.

પોસ્ટેજ ત્રણ આના વધારે.

એમ. આર. ડાકટર.

બાલાજીરોડ, સુરત.

•

# 'અવલોકન'

## માટે

## સુચનાઓ.

આ માસિકનો ઉદ્દેશ ઉછરતા યુવાન લેખકોને ઉત્તેજન આપી તેમની બુદ્ધિને વિશાળ ક્ષેત્રમાં છુટ્ટી મૂકી ખીલવવાનો હોવાથી દરેક જનને એમાં લખવાની છૂટ છે પણ લેખકનો વિષય તથા શૈલી જો તંત્રીને પસંદ પડશે તો લખાણ પ્રસિદ્ધ કરવામાં આવશે.

લખાણ અપૂર્ણ હશે તો દાખલ કરવામાં આવશે નહિં.

એજંટ થવા ઈચ્છનારને તંત્રીને મળવાથી અથવા પત્ર વ્યવહારથી શરતો જણાવવામાં આવશે.

એજંટને સારૂં કમીશન આપવામાં આવશે.

**એમ. આર. ડાકતર.**

'અવલોકન'નો તંત્રી.

બાલાજીરોડ, સુરત.

# "અવલોકન.

ઉપલા નામનું માસિક ચોપાનિયું ગયા વર્ષથી બહાર પડે છે; જેમાં ઈશ્વર ભક્તિ, નીતિ, બાબતોના રસિક કાવ્યો ઉપ્રાંત રાજકિય, સામાજિક, ધાર્મીક બાબતો, રમુજી જ્ઞાન સાથે ગમ્મત, નૉવેલો, રમુજી હૃદયકાવ્યો સ્ત્રીઓપયોગી બાબતો, અનેક તરેહની લોકોપયોગી બાબતોનો સમાવેશ કરવામાં આવે છે, જેના થોડા સમયમાં ગુજરાત, કાઠીયાવાડ અને હિંદુસ્થાનના લગભગ તમામ ભાગોમાં તેમજ હિંદુસ્થાનથી દુર દેશોના ભાગોમાં મોટી સંખ્યામાં ગ્રાહકો થયા છે; વળી તે પ્રજાપ્રિય થઈ પડવા ઉપ્રાંત રસ્તાબંધ વર્તમાન પત્રો તથા માસિકો તેમજ ગુજરાતી સાક્ષરો તરફથી ઉંચા અભિપ્રાયો મેળવી શક્યું છે. આ સસ્તી કીંમતમાં ગુજરાતી સાહિત્યની ઉન્નતી અર્થે પ્રયાસ કરતું, આ માસિક છે; વળી કુબુદ્ધિ અને કુસંગતથી તન, મન અને ધનનું સત્યાનાશ વાળનારાઓને દુઃખસમુદ્રમાં ડુબી મરતાં પહેલાં સદ્બુદ્ધિની સરસ સમજ આપી સુપંથ સુચવવો એ આ માસિકનું ખાસ કર્તવ્ય

**વાર્ષિક લવાજમ—માત્ર પાંચ આના.**

**પોષ્ટેજ ત્રણ આના વધારે.**

સઘળો પત્ર વહેવાર નિચેને સરનામે કરવો.

**એમ. આર. ડાક્ટર.**

બાલાજી રોડ, **સુરત.**